॥ ॐ ॥

# પ્રભુ કીર્તન.



મૂલ્ય ચાર આના.

રચનાર,
કવિ મોહનલાલ કૃષ્ણદાસ.



॥ श्री सत्य मेव जयति ॥

# કાવ્ય કીર્તન.




રચનારઃ-કવિ મોહનલાલ કૃષ્ણદાસ નાયક.

પ્રકાશકઃ-કવિ મોહનલાલ કૃષ્ણદાસ નાયક.

મુકામ-પાંચોટપુર (ગુજરાત)




જગ જન મન રંજન કરે, હરે ત્રિવીધી તાપ,

મળતા મહા અનુભવો, દિવ્ય કાવ્ય કલાપ.




આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૧ સને ૧૯૧૫

કીંમત ચાર આના.

રતિલાલ હરજીવન પટેલે શ્રી કૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું.

નં. ૯, અનંતવાડી-મુંબઇ

# વિદ્યા વૃધ્ધી.

——(:o:)——

સંસારમાં વિદ્યા એ એક અમુલ્ય અને શુમિષ્ટ પ્રાસાદીક સર્વોત્કૃષ્ટ પદાર્થ છે. માટે પ્રત્યેક મનુષ્યે વિદ્યારૂપી બીજ હૃદયમાં અવશ્ય રોપવું જોઇએ. રાજા કરતાં પણ વિદ્વાનની મહત્તા વિષેશ છે. રાજા સ્વદેશમાં એટલે પોતાના દેશમાંજ પુજાય છે અને વિદ્વાન તો સર્વ દેશ દેશાન્તરમાં પુજાય છે. અહો ! આ વિદ્વાન પુરૂષોની કેવી મહત્તા ? જે માબાપો પોતાના પ્રાણ પ્રિય બાળકોને વિદ્યાભ્યાસ નથી કરાવતાં તેઓ ખરેખર પોતાના બાળકોના કટામાં કટા શત્રુઓ છે એમ સમજવું. પીતા તરફથી જે દ્રવ્ય વારસામાં મળે છે એ કોઈ યથાર્થ દ્રવ્ય નથી કેમકે એવા દ્રવ્યથી તો અનેક પ્રકારનાં કષ્ટનીજ પ્રાપ્તિ થાય છે. પરંતુ વિદ્યા જે છે, તે સર્વોત્તમ અને શ્રેષ્ટમાં શ્રેષ્ટ સંપત્તિ છે માબાપોનું ખરૂં કર્ત્તવ્ય એજ છે કે પોતાના બાળકોને વારસામાં દ્રવ્યને બદલે વિદ્યારૂપી ધનજ આપવું જોઇએ, પ્રાચીન કાળમાં મોટા મોટા રાજર્ષિઓ અને મહાત્મા પુરૂષો તેમજ રંકથી તે રાજા મહારાજાઓ સુધી પણ પોતાના સંતાનોને વિદ્યારૂપી કેળવણી આપવામાંજ પોતાનું યથાર્થ કર્તવ્ય જાણતા હતા, પરંતુ વર્ત્તમાન કાળનાં અવિદ્યા પરાયણ માબાપો પોતાના ક્ષણીક લાભ માટે પોતાને શરણે

રહેલાં બાળકોને સંસાર રૂપી જાળમાં ફસાવી તેમની ઉત્તમ ઉછરતી જીંદગી ઉપર પાણી ફેરવી નાખે છે. ખરેખર, એવાં માબાપોથી હે પરમેશ્વર અમારા ભારતીય સંતાનોને બચાવો !! રક્ષા કરો !! અને એવાં માબાપોને હમેશાં સદ્બુધ્ધી પ્રદાન કરો કે તેઓ પોતાનાં બાળકોને વિદ્યાદેવીની ઉપાસનાનો માર્ગ બતાવે. આ પ્રસંગે અમારે જણાવવું જોઇએ કે બાલ્યાવસ્થામાં હાલનાં માબાપો પોતાનાં સંતાનનો ભવ બગાડવા અને પોતાનો અર્થ સાધવા અવળા માર્ગોજ બતાવે છે. અને તેથી ભારત માતાના પુત્રો નીર્માલ્ય, નીરૂત્સાહી, અને નીસ્તેજ થઇ, પોતાના ચારે પુરૂષાર્થથી હાથ પગ ધોઇ બેસે છે. અત્રે વિશેષ વર્ણુન કરતાં એટલુંજ યોગ્ય થશે કે જે આ પુસ્તકના વાંચનારા હોય તેણે પોતાનાં બાળકોને વિદ્યાથી સંસ્કારી કરી આ લોક અને પરલોકમાં સુયશ સંપાદન કરી અખંડ પદના ભોક્તા બનો !

અસ્તુ.

સંવત્ ૧૯૭૧ ના ભાદ્ર પ્રતીપદા<br>
કૃષ્ણ પક્ષે, શુક્રવાસરે.

લી. સ્નેહાંકિત સેવક,<br>
કર્તા–પાંચોટકર.



શ્રી પરમાત્મને નમઃ

# કાવ્ય કીર્તન.

## મંગલાચરણ.

( રાગ કલ્યાણ. )

વિમળ મતી દ્યો શંકરા, સત્ય શરણુ તમારૂં,
ગણી અતી પ્યારૂ જય ત્રીપુરારી ઉમયાધારી;
અઘહારી લ્યો સ્વિકારી સેવા મારી ભયહરા. ટેક
અશરણુ શરણુ હરણુ હરકત હરા વારે વારે વંદુ
દીન બંધુ શીવ સુખ સીંધુ છો ખરા વિમળ.

---

૧.

કવિત્વતા ઔર કીરતી, સુમતી દીજે સહાય.
દંડવત કર મોહન કહે, વિજય કિજે ગણરાય,
શિવ નંદન વંદન જગત, વિશ્વ વિદીત વિઘ્નેશ;
ચંદન ચર્ચીત ગજવદન, જયતિ જયશ્રી ગણેશ.

---

કવિત ૨.

નંદકે નંદન જગ બંદન શ્રી જદુપતી,
બાર બાર આર્તજન આપ ગુન ગાતે હૈં,

૫

પાતે હૈં અષ્ટ સિદધી, નવ નિદધી પલકમેં,
ખલકમે આપકો વો, સુયશ સુનાતે હૈં.
જનાતેહૈં જહાં તહાં આપકી ઉદારતા કો.
આપહીકે દ્વાર કોઇ ખાલી નહી જાતે હૈં.
મોહન મદ મારન, ત્રિતાપ હારન હરી.
ત્રીભુવન કે તારન, તવ તુષ્ટી ચાહતે હૈં.

---

૩

શ્રવણુ મનન નિદિધ્યાસની નીશદીન રાખે ટેવ.
તે પ્રાણી પૃથ્વી મહીં, સજીવ સમજવો દેવ.

---

૪

## સમય સાધો.

( રાગ ભૈરવી ) પીંજરૂં પડયું સુનું મારૂ-એ ઢબ.

સાધન કંઇ સાધો જીંદગીનું.
આયુષ્ય એળે આ ગુમાવ્યું, જેવું જીવતર ધોબીનું ટેક.
કારતક મહીને કામ ન આવે ડાહાપણ કણબીનું.
સમય ગયો તેનું સર્વ ગયું. એવું કહેવું જ્ઞાનીનું. ટેક.

ખટપટમાં ખેલ ખતમ થશે. જેવું આયુષ્ય કપટીનું.
ભુલ્યા ત્યાંથી ફરીગણો તો સુધરે ભાવીનું. ટે

---

૫.

## સ્વાર્થનાંસ્નેહી.

( રાગ ) પ્રભાત જાગને જાદવા )

ભજન કર ભજન કર રસના તું રામનું,
શ્યામનું નામ કલ્યાણ કારી.
ભુંડી તું ભાવથી ભજને ભગવંતને;
અંતને સમયે જે ઓથ તારી. ભજન૦

જગતના જન સહુ જર હશે જ્યાં સુધી,
ત્યાં સુધી રાખશે તારી યારી;
વિપતના વખતમાં વાતો દુરથી કરે,
જર જતાં એ થયો છે ભીખારી. ભજન૦

મળશું તો જરૂર થોડી મુંડી માગશે,
મળે નહિ માર્ગમાં એમ ધારી;

ચડતી ને પડતી તો સવની થાય છે,
જાય જન મર્મમાં મ્હેણું મારી. ભજન૦

ભોગને ભોગવવા ભાવથી ભેટતી,
રોગને નીરખી રહે દુર નારી;
તારીએ ત્યાં લગી જયાં લગી સંપતી,
વિપત્તિ આવે મુકે વિસારી. ભજન૦

માતને તાતનો સ્નેહ છે ત્યાં લગી,
જયાં લગી દામને દેહ તારી;
મૃત્યુના મોખરે લોક અપવાદથી
પુત્ર ઓ પુત્ર કહે પોકારી. ભજન૦

રોતાં એ સ્વાર્થમાં કોણ રળી આપશે.
કાપશે કષ્ટ અમ કોણ કારી;
સ્વાર્થનાં સ્નેહી સંસારીયાં તજી દઇ.
ભજને તું ભાવે મોહન મોરારી ભજન૦

---

૬.

## મતલબી માનવી.

(વારી જાઉં રે. એ.)

જોયા જોયા જગના લોકો નહી કંઇ કામનારે,
નહીં કંઇ કામનારે, એક બદામનારે. ટેક.
સ્વાર્થમાં બહુ સ્નેહ બતાવે,

વિપત વખતમાં વદન છુપાવે,
પરમાર્થ કરી કરે નહિં કાંઇ નામનારે. જોયા૦

વ્હાલામાં વીષ બીજ વવરાવે.
સંપ હોય ત્યાં કુસંપ કરાવે,
ખાંતે દોડે ખાવા માલ હરામનારે. જોયા૦

આગળ પડતા અદેખાઇમાં,
હરામી ફરતા હરીફાઇમાં,
ધંધા કરે ખુશામત ખોર હજામનારે. જોયા૦

કંકાસ કરાવી રાજી રેતા,
લાભ એનો એ દુરથી લેતા,
કેતા ઐક્યતા કરો દેશ તમામનારે, જોયા૦

ધોબીના કુતરાના જેવો,
બનાવ બને આખરમાં એવો,
મોહન એવા નવ રહે નર કોઇ ઠામનારે. જોયા૦

---

૭.

કુસંગ રંગ.

કુસંગ રંગ છે કારમો, દુરથી નહીં દેખાય,
અંતર કપટની ઓથ છે, વિરલાથી વરતાય.
સજ્જન જય જશ ઇચ્છે તો કદિ કરશો ન કુસંગ.
બાવળ કેરી બાથથી ઉલટા થશો અપંગ.

# દુર્જનની દુષ્ટતા.

## કવિત. (૮)

દુર્જનકી દુષ્ટતા પ્રત્યક્ષ પરખાને કો,
ઇશ્વરને મખીકી દેહુકો બનાઇ હૈ,
ભોજનકે ભીતરમેં સહેલાઇસે સરકકે;
આપ પ્રાન છુટે પન છોડ છક છાઇ હૈ.
વર્ષા મેં વૃક્ષનકે પલ્લવકો પુલે પેખ,
જવાસકે ઝાડ દેખ, ખાખ બન જાઇ હૈ,
કહેતે હે મોહનલાલ દુર્જનકો દેખ લો,
અવલ હુદેદારીમેં હીમકી હવાઇહૈ.

## ધોબીનો શ્વાન. (૯)

ધોબીકો શ્વાન જૈસે, ઘરકો નહિં ઘાટકો,
અયસી નીચ નફ્ટકી જાનો જીંદગાની હૈ.
ફ્રાની યહ દુનીયાં જાન બુઝકે અનીતી કરે,
કન્યાકી દલાલીમેં જાકીતો કમાનીહૈ.
સત્ય બાત માને નહિં, ગુરૂ મર્મ જાને નહીં,
જ્ઞાતી બંધ તોડનેમે તીવ્ર મતી તાની હૈ.
કીંકરન ઉઠા સકે હુમ બ્રહ્મ રૂપ બકે,
ધકા આતી પડે તોભી ઉંચી ટાંગ જાનીહૈ.
પાજી પતરાજી બાજી મુકે ન મરન તક,

મતલબમેં હાજીહા જામેં આવા દાની હૈ.
પરમાર્થી પીઠ દેતે, સ્વાર્થમેં સજ રેતે,
કહેતે હમ અલગહેં અયસે તો પ્રમાનીહેં.
કરતે ચાડી ચુગલી પાપીષ્ટ પેટ ભરતે.
ફરતે ધૂકડ બન, જૈસે ખાનદાની હૈં,
અયસે ખર નરકી કહાંની ન કહી જાય.
બ્રાન્ડી હી જીનોનેં તો પ્રભુતા પીછાનીહૈં.
સજ્જનકો સતાનેમેં પરપૈસે પટાને મે.
દંભ ડોળ દીખાનેમેં જાદુઇ જબાની હૈ.
પરહાની લાભ માની ગુમાનીમે ગરર્જતે.
સર્જતે જાળ અયસી જયસે બગ દયાનીહે.
અધમ હુદ્દે બૈઠે કપટી કલમ લઈ.
ગઇ સત્યતાઇ સારી, નામ ન નીશાની હે.
કહેતે મોહનલાલ ખ્યાલ સબ કરો ખુબ.
એૈસે કુલ અંગારસે હરેક કો હાની હેં.
અવરકો બોધ દેતે, આપ અર્થ સાધ લેતે.
એૈસે નર નફ્ટકો, ધીક શતવાર હે.
ક્ષારવાલે ક્ષેત્ર જૈસે, આવત નકછુ કામ.
નામ એૈસે અધમકો કુલમેં અંગારહે.
જન્મ તક બોલે જુઠ પુણ્યહિ દેવે પુંઠ.
મંત્રકી રખતે મુઠ જા કો રોજગારહે.

નીસાર હે નીચ સંગ પૈસેકો પટાય ખાતે.
મોહન ઐસે દુષ્ટકો દુરસે જવારહે

---

## મદનસે મદમાતી-કુલટા નારી.

### (૧૦) કવિત.

મદનસે મદમાતી કાતીલ કટાક્ષ કાતી,
છાતી ઓર નયનકો તાલમેં નચાતી હે;
પાનહી પુનાકે ખાતી જાતી દેવ દર્શનકો,
રાહમેં રાહત લેકે લાલકો લોભાતીહે.
સીંહકી બીદારે છાતી, બીલ્લીસેં ડર ખાતી,
સાગરકો તીર જાતી ઘરમેં ગભરાતી હે;
કહતે મોહનલાલ ખ્યાલ નર કરો ખુબ.
વ્યભીચારી નારી વો ઢોલ ના બજાતીહે,
ચાહતી બારીક ચીર શીરકે સમારે કેશ,
વેશ કર નયે નયે પરનર ફસાતીહેં;
ગાતી હે મધુર ગીત માનવ મર્યાદ છોડ,
હોડમેં બીચીત્ર બડી બાહોશી બતાતી હે.
જાતી હેય જહાં તહાં જરી શરમાતા નહીં;
કભી કોઇ બોલે વાકો દમસે દબાતીહેં,
કહતે મોહનલાલ ખ્યાલ સબ કરો ખુબ.
વ્યભીચારી વનીતા વો ઢોલ ના બજાતીહે,

ન ચાતીહેં નીજ નરકો ઘરકો ઉડાવે ગર્થ;
સમર્થ સ્વામી ત્યાગી, પર પુરૂષ ચાહતીહૈ,
યાર પ્યાર બઢાનેમેં મુરાદ બર લાનેમેં.
દીન મેં દસ બાર બખ્ત પાનીકો જાતીહૈ,
મીલાતીહે મર્દમન મંદ મધુર બોલીસે;
ગોલીસે અધીક સેવા, યારકી ઉઠાતીહૈં.
કહેતે મોહનલાલ ખ્યાલ સબ કરો ખુબ.
વંઠી હુઇ વામા કહીં ઢોલ ના બજાતીહૈ.
પેંનીપૈ નજર કર હીંડે ઉર ઉચકાતી,
છીંડે આયે બાલક કી આબરૂ છીનાતીહૈ.
ખાતી નહીં ખાન પાન ભાન એક ભોગી ભોગી.
રોગીસેં અધીક દર્દ, દેહમે દીખાતીહૈ.
ધુનકે ધીતંગ કરે, ડરે નહિં લોગનસે.
જોગનસેં કેશ કર શીરકો ધુનાતીહૈ.
કહેતે મોહનલાલ, મીલેજો કુલટા નારી,
ભયાનક દોનાલીસે જાન લેકે જાતીહે.

---

## ખુમારી તમારી.

(૧૧)

ખુમારી તમારી સદા નવ રહે.
મગરૂરતામાં માનવ મુરખતા ગૃહે.

રંતી રગ રહેશે જુવાની સુધી.
જાણી બુઝી કરીશ નહિં કુબુધ્ધી
જુવાની દીવાની જુજ સમયમાં જશે.
પાછળથી પ્રાણી પસ્તાવો થશે.
કરીલે મોહન કૃષ્ણ કિર્તન ગમાર.
કહે સત્ય સંતો શાસ્ત્ર સમજી સાર.

---

## અજબ જમાનો.

( રાગ હોરી ) (૧૨)

અજબ જમાનો આવ્યો જુઓને..... .........અજબ.
કળી કુડો ખેલ રચાવ્યો..................... ...અજબ.
સન્યાસી સોનું સંઘરતા, પ્રતીદિન ગૃહસ્થ ભીખારી.
વાનપ્રસ્થની કોઇ વાત ન જાણે બ્રહ્મચારી રાખે નારી,
જુઓ જન જંગ મચાવ્યો...... ...............અજબ.
તેલી તંબોળી ઘાંચી મોચીએ, ધર્મ પોતાનો જમાવ્યો,
બ્રાહ્મણ બ્રહ્મમાં ભુલા પડીને કર્મ કાન્ડ નસાવ્યો.
પાખંડીએ પંથ ચલાવ્યો................ ..........અજબ.
મૌન્ય ગૃહીશું બેઠા મોહનજી પ્રભુ શું પ્રભાવ છુપાવ્યો,

પાપ પુંજ હવે પ્રલય કરી હરી ધર્મનો સ્થાપો પાયો,
કળીયે કેર વરતાવ્યો.................................અજબ.

---

## સમયની બલીહારી.

(૧૩)

પંડીતકો માન નહિ, માનભયો મુરખકો,
હાંજી હાં કરકે પાજી પ્રભુતાકો પાતેહૈં.
નીજ ધર્મ નષ્ટ કીન કૃત્ય કરતે કઠીન.
પર નરકો પીડનેમેં બીરતા બતાતેહૈં.
દુષ્ટકે દબાન મહીં સજ્જન રહેતે સદા,
રાત્રીમેં વ્યાધ જૈસે પક્ષીકો ફસાતેહૈં.
કહેતે મોહનલાલ દીલસે બીચાર દેખો.
સમયપેં શીયાળભી સિંહકો સતાતેહૈં.

---

## અમેતો આલમથી અળગા.

કવ્વાલી. (૧૪)

અમે આલમથી અળગા, અમોને કોઇ અડકશો નહિ.
અમારો વેશ વિચીત્ર છે, ભાળીને કોઇ ભડકશો નહિ, ટેક.

નથી અમે વસ્તીમાં વસ્તા, નથી વેરાંને વિચરતા.
અમે તો ફાવે ત્યાં ફરતાં સુણી જન કોઇ થડકશો નહિ. ટેક.

નથી અમે દેવ કે દાનવ નથી અમે પશુ કે માનવ.
અમારો છે અજબ અવતાર, ધરામાં કોઇ ધડકશો નહિ. ટેક.

નથી અમે રંકકે નરવર, નથી અમે વાઘ વરૂ વાંનર.
અમે તો મસ્ત મુસાફૂર, ફોગટના કોઇ ફડકશો નહિ. ટેક.

નથી અમે શ્રોતા કે વકતા, નથી અમે મુર્ખ કે જ્ઞાતા.
અમારી અજબ છે કહાણી કર્ણે સુણી કોઇ કડકશો નહિ. ટેક.

અલખથી પંથ ન્યારો છે, ખલકથી પણ જુદારો છે;
અકળ માર્ગ અમારો છે, અચાનક કોઇ ઢળકશો નહિ. ટેક.

સલીલથી જે ભરી સરીતા, નથી નીર એ રૂચી કરતા.
મોહન મોહબત જળ પીતા, ખાલી નીર કોઇ ખડકશો નહિં.

---

## વિચીત્ર વિશ્વની વાતો.

### (૧૫) કવ્વાલી.

વિચીત્ર વિશ્વની વાતો, જેનો નહિ સાર સમજાતો.
નથી કાંઇ ઢંગ દેખાતો, જમાનો જોશ ભર જાતો. ટેક.

કોવિદ થઇ કથાઓ કરતા મનોરથ મોટરે ફરતા.
પંડીત પદ નામનું ધરતા, વચનમાં વારીધી તરતા. ટેક.

બીજાનું સુખ જોઇ બળતા, અતી અનાચાર આચરતા.
નીંદા નવખંડની કરતા, ઠોકર ખાઈ આખરે ઠરતા. ટેક.

જરી ભાષા અવર ભણુતા, અક્કલ સૌ આપમાં ગણુતા,
મહેલાતો હવામાં ચણુતા, રેશમને કાથી સંગ વણુતા. ટેક.

તડાકા જીભના મારે ભડાકામાં ન ઉભારે,
ધડાકા સાચના નહિ લે, ફડાકાથી પટાવીલે. ટેક.

સાહસીક વાતમાં શુરા, પડયા હલકાઈમાં પુરા,
બને નીજ નાતમાં બુરા, કહેવા પુરા કે અધુરા. ટેક.

નજર નહિ દુર પોંચાડે, વિલક્ષણ વાણી નહીં કહાડે,
ઉતમ નરને નિચે પાડે, રમી અનીતીના અખાડે. ટેક.

કહે સૌથી અમે ડાહ્યા, સકલ વિદ્યા તણા પાયા,
પંચમાં અમે પંકાયા, કપટમાં એક્કા કહેવાયા. ટેક.

તજી દુધ છાશને પીતા, હળાહળ ખાઈને બીતા,
જરા નહિં જેને મન સ્થીરતા, કરેશું જ્ઞાન ત્યાં ગીતા. ટેક.

ખતા ખુબ ખલકમાં ખાતા, આખરમાં એજ પસ્તાતા,
કહે વિચીત્ર વિધાતા, લખ્યા લેખ મિથ્યા નવ થાતા. ટેક.

શીખામણ સુણી આ સારી, તજી કુકૃત્ય નર નારી,
ભજો મોહન મોરારી, સુધરશો તોજ સંસારી. ટેક.



# કલિ પ્રભાવ.

## કવિત. (૧૬)

જમાનાકો જોશ દોર, દમસે દીખાય દેત,
પંચકી પંચાત મહીં, કંગલા કચરાતે હેં,
હુન્નરમેં હઠ ગયે, ઇર્ષામેં બઢ ગયે.
ચાહ પાન બીડીયોમેં, ગર્થ કો ગુમાતે હેં,
હૈયા ફૂટ હોટલમે, જાયકે જન ઝુરતે,
પુરતે ખેરાબ હોકે, હૈયે હરખાતે હેં.
અરે ઓ વિશ્વતાત, બાત યહ કયસી બની,
કભી નહી દેખે એયસે, ખેલ ખેલે જાતેહેં, (૧)
ધર્મકો ધ્યાન ગ્યાન, પૃથ્વીમેં પેઠ ગયો,
સ્વાર્થ કે સાફલ્યમેં, સબ ચલે જાતે હેં.
વેચંતા સાયકલોંકી, સફરમેં ઘસ ગઈ,
દારૂકે દંગલ અભી, દેશમેં દીખાતે હેં,
લોહકી મોટર લેતે, દામકો ગુમાય દેતે.
કેતે કર પાની પૈસે, અમીરતો કહાતે હેં.
મોહન ભવ્ય ભૌમકી પધ્ધતી પલટ ગઇ.
સુધરાઇ કે સડેમેં, બડે બલ ખાતે હેં, (૨)
કળી કૃત્ય કહેનેસે, કાન મુંહ કરે કવી.
બ્રાત માલ પચાનેકો, બ્રાત જાન લેતેહેં.
વૃદ્ધ માત તાતકો, નેટિવ કર બોલ તે.

સેવા કે બદલ શઠ, શીર શુજ દેતે હેં.
એ. બી. સી. ડી. યાદકર, ચશ્મા ચડાય દેતે.
લેતે હાથમેં ચીરૂટ, રૂબાબમેં રહેતે હેં.
પુર્ણ વિદ્યા જ્ઞાન બીન, ઔરકે હરીફ બને,
અયસે અજ્ઞાની નર, ભુમી ભાર દેતે હેં. (૩)
ડાકટરી દવાઓને, ધર્મ કો દબાય દીનો,
સંગીતકી સુરાવર નાટક નસાવે હય.
નલકો નીર પીનેસે, નાત જાત ડુબ ગઇ,
દુનીઆંકી દુર દશા, અબી ચલી આવે હેં.
ઉતમ ઇનસાંનને બર્ણ ભેદ તોડ દીનો.
ચંડાલકી નાત સંગ, આપ અન ખાવે હેં.
રેલ હોકે માનવકી, મરજાદા તુટ ગઇ.
બમન ઓર ભંગીકી ભીનતા ભુલાવે હેં. (૪)
સિધ્ધ સબ સમા ગયે, પ્રંપચી પ્રગટ ભયે.
ખાખ અંગ ચોળે સોહી, સિધ્ધ તો કહેલાવેહેં.
રેવંત રીવાલ ચાલ, કહીં નહીં દેખ પરે.
ખચ્ચરકી દુલ દોડ, અશ્વકો શીખાવે હેં.
સત્ય કે સ્વરૂપકી, અંશતા અલોપ ભઇ.
પક્ષકે પંચાતીમિલ, સત્યતા ભગાવેહેં.
મોહન યેહ કલી કેર, કેશાત્ર બીન કટે નહિ,
મહા બિકરાલ કાલ જાલકો બીછાવે હેં. (૫)

---

# અંતર દ્રષ્ટી.

## કવિત. (૧૭)

જબ જીવ જન્મ લીનો, તબતે ન પ્રભુ ચીનો.
રતી રસ ભીનો પાપી, તન મનસેં ન્હાય કે,
ભવકો ભુલ્યો ભાન, ધ્યાન ધન માલકો,
ગોપાલકો ન ગાયો ગાન, તરૂણીકો પાયકે,
માયામેં મસ્ત હોકે, શાન શુધ્ધ ગઈ તેરી,
મેરી મેરી કરતહે, હીયેમે હરખાયકે.
મોહન બાત માન લે, પીછાન લે પ્રભુ પદ,
માનવ પદ છોડકે ધર્મ કરો ધાય કે. (૧)
નામ દામ ગામ ધામ, આવત ન કછુ કામ,
ચેત ચેત પાજી, યેહ બાજી ચલી જાયગી,
આયગી ન એસી ઘડી પ્રભુ પદ પેખનેકી.
દેખનનેકી ખરી ખુબી, આગે ચલી આયગી,
ધીરજ તુંમ ધારકે માનવ મન મારદે.
નીકારદે શડ શત્રુ જ્યોતીહી જનાયગી,
મોહન બાત માન લે જાન લે મીથ્યા જગ.
અંતરકી દ્રષ્ટીસે, દીવ્યતા દીખાયગી. (૨)

---

## વ્યવહારીક વ્યાધી.

### અનસુયા ( વાલમજી વેલા વળજો. એ ઢબ. )

ભજન. (૧૮)

જળો જથામાં જીવતર ઘોળ્યું તે રતન રાખમાં રોળ્યું
તે તો કેમ મળશે ખોળ્યું રે મુરખ માનવ.
બોલી બોલીને તે બોળ્યું, તે ધીતંગમાં તન ઘોળ્યું
તે વિષમાં અમૃત ઢોળ્યું રે, મૂરખ માનવ.
તે પ્રપંચી પ્યાલા પીધા, તે કપટના ધંધા કીધા,
હવે લમણે હાથ શું દીધા રે, મુરખ માનવ.
આ ભવનું ભાલ મુઢ ભુલી જોબનના રંગમાં ઝુલી.
રહયો વિષય વાસમાં ડુલીરે, મુરખ માનવ.
ફોગટમાં મુરખ ફુલી કરી કંસાર બદલે થુલી,
શું સરે પછી આંખ ખુલીરે, મુરખ માનવ.
તજી વિશ્વ વેવ્હારીક વ્યાધી હજી આત્મ તત્વ લે સાધી
ભજી મોહન છોડ ઉપાધીરે, મુરખ માનવ.

---:o:---

## વિવાહનો વરઘોડો.

મનહર. (૧૯)

જુઓને જમાનો જન, જોસ ભર જાય કેવો,
પુત્રોથી પણ કીંમતી, જ્યાં પુત્રીઓ ગણાય છે.

ગીનીથી ગણીને પ્યારી, આશ ધારી કરે મોટી,
રોટી ખુટે ઘરમાંથી, વર જોવા જાય છે.
દશ બાર ગામ ફરે, ઠરે ન એકે ઠેકાણે.
વેવાઈ બનીને ખાંતે લાપસીયો ખાય છે.
કુળ મુળ શોધે નહિ, પછી શું પુછવું રહે.
ગબડતા ગાડા મહીં, પોતે બેશી જાય છે. (૧)
પાનસોનું પાણી કરી, માગે બીજા છાની રીતે.
વર એમાં ના કહે તો, ઉલટો ડંડાય છે.
કહો આતે સુધારો કે કુધારાનો મોટો ભાઇ.
સગાઈ કરીને ફરી, ક્ષણમાંહી જાય છે.
આતે કેવું લગન કે વિઘનનો વરસાદ.
ઘરમાંથી વાળી ચોળી, વર થવા જાય છે,
મોહનની માનો વાત, વિત્યો દીન પડી રાત.
સામૈયામાં સાતસોનો સરવાળો થાય છે, (૨)
ઉતારામાં ઉતરે તો માંકડ ચાંચડ ખાય.
બીજી બાજુ વરના તો, ખીસ્સા ખાલી થાય છે.
માયરામાં ગભરાવે કન્યા નહીં પધરાવે.
પૈસાને પડાવવાની ખુબીઓ રચાય છે.
જમાઇને જીવતોજ મુવા જેવો કરી મુકે.
પીઠીની પધરામણી, પાછળથી થાય છે,
મોહન કહે છે આતો વિવા કે વગોણું કેવું.
હિસાબે તો હજારનું, આંધણ મુકાય છે. (૩)

આંખમાં ભરાવે પાણી, વિવા કરે ધુળ ધાણી.
ચાર આંટા ફેરવતાં, ચોરાશીના થાય છે.
દેજમાં પાડે છે ફાંટા, જતાં કરે દાંત ખાટા.
સામા ઉપરાટા મહી, નીર મોભે જાય છે.
ભાગોળનો લાગ તાગ, પ્રગટાવે અંગે આગ.
ખાતરમાં દીવેલનો, વધારો તો થાય છે.
મોહન કહે છે આતે, વિવાહ કે વગોણું કેવું.
નાતનો સુધારો કહી સૌ દોડયા જાય છે.
દીલ તો દાઝે છે આજે આવાં કુડાંકૃત્યો જોઈ.
ખોઇ ખરી આબરૂને, કાળી ટીલી ચ્હાય છે.
હાય હાય વિશ્વ તાત, વાત આશી થવા બેઠી,
આર્યોમાં અનીતી પેઠી, કન્યા વિક્રય થાય છે.
ધર્મનું વિસારી ધ્યાન, માન મરતબો મુકી.
થુંકીને ગળતા એવા ગમારો દેખાય છે.
મોહનની માનો વાત, ઉત્પાત થવા બેઠો.
આજ કાલ કલદારે, કુળ ઓળખાય છે.

---

# દુહીતાનાં દામ.

## કવિત. (૨૦)

સુણો શીખ સારી મારી, ઉરમાં ઉતારી લેજો.
દેજો કન્યા દાન કોઇ, કુળવાનને જોઇને,
ગરીબ વર હશે તો, ગર્થવાન થશે ખરો,
છાકમાં છકેલો શોધે, રેશો તમે રોઇને,
દીકરીને ગાય એતો, દોરે ત્યાંજ જાય નકી.
મુઢ વર જોશો નહિં, મીલકતમાં મોહીને,
કહે છે મોહનલાલ, ખ્યાલ કરી અંતરમાં.
સ્વાનને ન પાશો કદી, ગાય દુધ દોઇને. (૧)
સ્વાદ લીધે સાટાનો, સુધરશે કદી નહિ.
સ્વાર્થ સારૂ પુત્રીઓ, ન દેશો તમે કોઇને.
દુહીતાને દુભાવ્યાથી, દૈવ પ્રતિકૂળ થાય.
ઘૃત નવ જોશો કદી નીરને વલોઇને.
દીકરીનાં નાણાં એતો ખરાબીનાં ખાણાં જાણો.
ખાય તે ખુવાર થાય, ઇજજત ને ખોઇને.
કહે છે મોહનલાલ, કરો નહિં એવાં કૃત્ય.
દુહીતાનાં દામ જશે, હાથ પગ ધોઇને. (૨)

## સંતોષે સુખ.

છપ્પો. (૨૧)

વીત કરાવે વેર વીત લખ લાજ લુંટાવે.
વીત વણુસાડે વંશ વીત અવીચારી બનાવે,
વીત વીઘ્નનું ભુવન વીત મર્યાદ મુકાવે.
વીત ભુલાવે વિનય વીત વિદ્યા વીસરાવે.
વીત અનર્થનું રહેઠાણુ છે સુમદાય સજ્જન જાણુજો.
કહે મોહન કરજોડીને સંતોષે સુખ માણુજો.

---

## પૈસાનો પ્રભાવ.

છપ્પો. (૨૨)

પૈસાની છે પ્રિત, પીતા પૈસાથી રાજી,
પૈસાની છે પ્રિત કહે, ગુણીયલ તન માજી.
પૈસાની છે પ્રિત, ત્રિયાની જાણો તાજી.
પૈસાની છે પ્રિત, સગાં સહુ કરતાં હાજી.
પૈસા પાસે હોય તો, પિત્રાઇ પણ પ્રિતી પાળતા.
મોહન જર વીણુ જગ જનો બરૂબોલીને બાળતા.

---

## નીચ સંગમાં નુકશાન.

છંદ (૨૩)

માનવપણાનું મહત્ત્વ મુકી માયામાં મસ્તાન છે.
તે નર પશુ તુલ જાણવા નાદાનથી નાદાન છે.
નીતીને નેવે મુકતા પર ધન હરણમાં ધ્યાન છે,
અનાચારના આચાર્ય બનવા જેને અતી અભીમાન છે,
જે જર તણા છે જીવડા ગરજ સારવાનું જ્ઞાન છે. તે નર.
પરની પંચાતે બેસતા નીજ ઘર વીશે ધમ શાન છે.
કુટુંબમાં જે કલેશ કરવા સૌથી આગેવાન છે,
બાંન્ધવ તણું બગાડવામાં કૌરવકુળ સમાન છે. તે નર.
કંકાસ કરવા કારમી જેની ચોગણી જબાન છે.
વ્યભીચારીને જુગારી જેના મીત્રો દીલોજાન છે,
ખટપટ ખલકમાં ખેલીને અર્થ સાધવા ગુલતાન છે. તે નર.
ભલ ભલાને ભરમાવીને ભુંડું કરવાનું ભાન છે.
મોહન એવા અધમ નરનું નરક વિશે સ્થાન છે.
રમશો નહીં એ રંગમાં નીચ સંગમાં નુકશાન છે. તે નર.

---

## મુર્ખની માન્યતા.

કવિત. (૨૪)

કઠીન કલી કાલ મેં જ્ઞાની મન મજા માને.
અજ્ઞાની આવરણુસે ધક્કા ખુબ ખાતે હેં.

જાતે હેં જોતીષી પાસ, ખાસ કર કહેં ખુબ,
રમલપર પૈસે ધર કરકે દીખાતે હેં.
દ્રવ્ય દેખ ખુશ હો કે, બંમન બનાકે બોલે.
ભોલે ભાઇ ભાગ્ય તેરા બડો તો બલીષ્ટ હે,
યેહી નયે બર્ષ તેરા, હર્ષ નહિ સમાયગો,
કમાયગો ખુબ ધન ગુરૂ તેરા ઇષ્ટ હે.
શ્રેષ્ટ હે ગુરૂ ઉપે શનીકી દ્રષ્ટી પડી.
ઘડી નડી બડી ભીતી ગૃહવો જગાવેગો,
હઠાનેકો વોહી દશા દશ રૂપૈં દીયે જાવો,
તેરી દીન દશા હમ મંત્રસેં દબાવેગો,
કલ પ્રભાતમે આના પાંચ પચી ઓર લાના.
દ્વીજનકો દેનેસે દુનો તું કમાવેગો.
કહે તે મોહનલાલ હાલ યેહ અજ્ઞાનીકો,
કમાનેકો જોષી કહે, લેખકો ફીરાવેગો.

---

## નકી નશીબ બગડયું.

(૨૫)

નકકી નશીબ બગડયું તમારૂં, કર બતાવે શું થશે.
વિધીએ લખ્યા જે લેખ તે શું, માનવથી મીથ્યા થશે.
અગાધ જળમાં ડુબતાને કહો કોણ ઉગારશે.
તારશે કે મારશે મોહન મુરારી બચાવશે.

## જાયું તે જવાનું

૨૬

રહેશે નહીં ચન્દ્ર કે તારા રહેશે નહી ધરણી કે ધામો,
રહેશે નહીં રાય કે રંકો, નાશવંત સર્વનાં નામો,
દુનીયામાં દયા કાંઇ શીખો ફરો શું કૃત્યનાં કામો,
ભરીલ્યો પુણ્યનું ભાતું, મોહન તો મુકતિને પામો.

---

## રામ નામનો મહીમા.

(૨૭)

કંસ વધ ( રાગ કાનુડા તારી )

શ્રી રામનું નામ છે પાવન કરનારૂં તનના તાપને હરનારૂં,
પ્રીય ભકતોને જે પ્રાણ થકી પ્યારૂં- તનના,
ભવ સીન્ધુ (૩) તારવા નામ નાવ તારૂં- તનના.
અજબ કામણગારૂં ખલક સુખ લાગે ત્યાં ખારૂં.
નામનો (૩) મહીમા અધમ ઉદ્ધારૂં- તનના.

---

## રંક હોય કે રાણો.

૨૮

ગ્રહ રૂઠે તો જગ જન રૂઠે, એ સત્ય વાત જાણો (૨)
દશ મુખની જ્યારે દશા ફરી ત્યારે રણમાં રોળાંણો. (એ.) (૨)

કૌરવ કુળનો કુળ દીપક જે કીચ સમ કચરાણો. (એ.) (૨)
પાણી પદ્મ જે લઇને જનમ્યો, ખુટયો પાણી દાણો. (તેનો.) (૨)
સાઠ સહસ્ત્ર જે સગર સુતતે, એક ન ઓળખાણો (એમાં) (૨)
દીન દશાથી નળ નરેશ પણ બાહુક કેવાણો. (એ.) (૨)
બાણાસુર જે મર્ણ ન માને, દશામાં દેવાણો. (એ) (૨)
મોહન ગૃહ બળ ગર્વ ગાળે છે, રંક હોય રાણો (ભલે) (૨)

---

## ત્રિભુવન તારણ.

૨૯

સુકન્યા સાવિત્રી (જય કાળ તણા એ રાગ.)

જય સુખ સિન્ધુ શ્રી વીશ્વેશ્વર, કીંકર પર કરૂણા કરજો.
કૃપા કરી કૈલાસપતી શીવ, સેવકનાં સંકટ હરજો.
અધમો ઉધ્ધારણ ત્રીભુવન તારણ પામરને, પાવન કરજો.
એ ઇચ્છું ગંગાધર શંકર આર્ત પ્રાર્થના ઉર ધરજો.
ભવરણમાં હું ભુલો પડયો છું, વ્હારે વીશ્વપતિ વીચરજો.
માર્કંડેને જેમ બચાવ્યો, તેમ મોહન રક્ષા કરજો.

---

## મીથ્યા કાયા માયા,

૩૦

રાગ દાસ પરે દયા લાવોરે.

આગ મહીં બળનારીરે. આ તુજ કાયા આગ મહીં બળનારી,
કુડાં કૃત્ય કરી નાદારી, જમાવે મીલકત ભારી.

વારસતું જોને જરા વિચારીરે.... ... ... ....આ તુજ.
આશાની વેલી વધારી જીંદગી તુજ જોખમ કારી,
આખરમાં એ નથી તારીરે... ... .... ...આ તુજ,
સ્વાર્થનાં છે સંસારી, ત્યાગી ભજ ભવ ભય હારી.
રટને તું મોહન મોરારીરે .... ... .... ... ... આ તુજ.

---

## સૃષ્ટીનો સાર.

(૩૧)

નમો નમો નેહુથી. (૨) જગ તાતને પીતુ માતને
જે હરે સકળ ઉત્પાતને....નમો નમો.
શ્રષ્ટીનો સાર જે આત્મન આધાર તે...નમો નમો.

### સાખી.

કાયા માયા કારમી, જાકળ જળનું પુર.
મોહન જોતાં સત્ય છે, અંતે ક્ષણુ ભંગુરૂ. નમો.

---

## આશાવેલી.

(૩૨)

(૩૨) બુધ્ધદેવ. ( રાગ પીયુ પીયુ પોકારતી. )

જીવન જગમાંહી થોડું આશાવેલી અતી મોટી, (કે.)
પાણી સીંચીં પ્રફુલ્લ કરી પણ, આખર એ ખોટી. (છે.) (૨)

વમન કરે ન ઘટે વાસના, પ્રયત્નો કરો કોટી (ભલે.) આશા.
સુક્ષ્મ વૃક્ષે રહી વીંટાઇ, નથી જુદી પડતી,
ક્ષાર ધરામાં વાવી તેથી, મુળમાંથી સડતી આશાવેલી.

---

## પ્રારબ્ધવાન પુરૂષ.

(૩૩)

( રાગ ભૈરવ. )

પ્રારબ્ધવાન પુરૂષ પૃથ્વીમાં પુજાય. (૨)
જંગલમાં જઇ વાસ કરે તો, ત્યાં મંગલ વરતાય. ટેક.
પ્રથમ પ્રારબ્ધ કે પુરૂષાર્થ, એ સમય આવે સમજાય.
ગૃહ બળથી ભલે ઘેલ ઘેરાયો હોય પણ સમય તેનો સચવાય. પ્રા.
તકદીર આગળ કાંઇ તરકીબ ન ચાલે, કોટી કરોજો ઉપાય,
વિધીએ લલાટમાં લખ્યા, લેખજે મીથ્યા કદી નવ થાય. પ્રા.

---

## પરાક્રમ એ શું કરે.

(૩૪)

પરાક્રમ એ શું કરે, જે પયદલ ન ચાલી શકે,
ગજ રાજ પર ઘા શું કરે, જે અજાથી થડકે.
કવી કાવ્યો શું કરે, જે અર્થ હીણુ ભાષા બકે.
સંસારમાં સન્માન એ સર્વેનું થાશે ધકે.

---

## અક્કલના ખાં.

(૩૫)

ખુબસુરત બલા (રાગ દેખો યારો.)

ફક્કડ થઈ અકડ ચાલે, જુઓ આ જગના લોકો,
પાસે એક પાઈ મળે નહી જોઇએ સોનેરી હોકો. ટેક.
એક અક્ષરમાં સમજે નહી, મારે ધર્મમાં ધોકો.
વદે વિદેશ જાતી લક્ષ્મિને કોઇ સંપ કરી રોકો ટેક.
ઉચ્છીષ્ટ હોટલનું જમતા પીયે કાફીને કોકો.
કરે સપૂાઇ સૌથી જાજી, કરે જમવામાં ચોકો. ટેક.
કંઇ સાનમાં સમજે નહી, ભલે લાખવાર ટોકો.
ખરેખરા અકલના ખાં, પાછળથી મુકે પોકો. ટેક.

---

## કર્મ તણો બદલો.

(૩૬)

ઉદય ભાણ. (જે કરશે તે ભરશે–એ ઢબ)

કર્મ તણો બદલો અહીં છે ભોગવવાનો
કરથી કરો જે કૃત્ય, લાભ તેનો અહીંજ લેવાનો. ટેક.
પથ્થરને નાવે નહીં તરશો, કરી કબુધ્ધી તો બુડી મરશો.
જેવું કરશો તેવું ભરશો, નથી એમાં ઉધાર રેવાનો. કરથી.
ચોરી કર્યાથી કેદમાં જાશો, પુણ્ય કર્યાથી પાવન થાશો.
વ્યભીચાર કરે વગોવાશો, દોષ એમાં કોને દેવાનો.
કરથી કરો જે કૃત્ય લાભ તેનો અહીંજ લેવાનો.

## ફોગટનાં ફાંફાં.

(૩૭)

( મુખડા કયા દેખો દરપનમેં એ ઢબ. )

વલખાં શા માટે મારો, એમાં નહિ અર્થ સરનારો. વલખાં.
ભાગીરથી પુરૂષાર્થ કરીને ફળની ઇચ્છા ધારો,
દુઃખનો દરીઓ તો સ્હેજે તરશો, સુખનો જોશો કિનારો. વલખાં.
પ્રયાસ વિના નથી કાંઇ મળતુ, કરોને કોટી વિચારો.
પ્રયત્નથી પ્રારબ્ધ ખુલે જેમ કુંચીથી ખુલે પટારો. વલખાં,
ગુપ્ત ખજાનાને ઇચ્છો જો માનવી, સારા સેવો સંસ્કારો.
જેવા ધારો તેવા થશો, નકી તમે વિદ્યામાં કરો વધારો. વલખાં.

---

## પ્રાણીની પ્રાર્થના.

(૩૮)

( રાગ જાઓ જાઓ સલુણા. )

મારા મનના મનોરથ પુરણ કરવા પધારજોજી.
સ્વામી સમયે આવી સેવકને ઉધ્ધારજોજી.
દુશ કૃત્યથી દુર રખાવજોજી, કરથી શુભ કર્મો કરાવજોજી.
સેવકનાં સંકટ નરહરી નાથ નીવારજોજી. મારા.
આશા ધરી તવ આશ્રયની હરી જગ જનની નથી મને પરવા જરી
ભવ સિન્ધુથી મોહન તારૂ થઇને તારજોજી. મારા.

---

(૩૯)

## પ્રેમિ કે પિશાચ.

છંદ.

પ્રેમી પરસ્પર મળી એકઠા ગયાં દેવ દરબાર.
દાદ દીલે ધરો દેવ અમારી ન્યાય કરો નિરધાર.
ન્યાય કરો નિરધાર વિભાકર જોઈને વિકાસુ,
અંતર પટ અપાર, થયો એ પર પ્રકાસુ,
દીપકમાં દેહ બાળું છું, નથી તેહને કાંઇ ગણત્રી.
આતે પ્રેમી પિશાચ, મોહન આવી જે મઇત્રી.

---

(૪૦)

## અલૌકિક આકૃતિ.

મનમાં જે વશી રહી વાત અરે તે જાય નહિં કોઇ કાળે કરીને.
ભલે માનવ નાદાન ગણે, દુર થાય નહિ કોઇ કાળે કરીને.
અંતર ઘા ગેબી લાગ્યો તે રૂજાય નહિ કોઇ કાળે કરીને.
સાર શાસ્ત્રનો જે સમજ્યો તે, મુંજાય નહિ કોઈ કાળે કરીને.
આકાશ અવનીનો અંતર પટ, એક થાય નહિ કોઇ કાળે કરીને.
અનેક અવતારે ભકત બીજ, પલટાય નહિ કોઈ કાળે કરીને.
અલૌકીક છે આકૃતી, વિસરાય નહિ કોઇ કાળે કરીને.
તનથી તે મોહન મુર્તિ તજાય નહિ કોઇ કાળે કરીને.

(૪૧)

## પ્રભુ પદ.

પ્રભુ પદને જો ચાહો તો, શ્રેષ્ટ જન મનાવો સૃષ્ટીમાં,
જયનાદને જો ઈચ્છો તો, જગ જન જીતો જંગમાં.
ઉર ઉર્મીઓ ઉપાધીની, ઉથલાવજો ઉમંગમાં,
દુ:ખીયાને દ્વારે જશો નહિં, સુખીયાના રેજો સંગમાં.
શીર છત્ર છાયા તો ઢળે, રેશો સદા એક રંગમાં,
નજીક છે નારાયણી, શા માટે જાવું ગંગમાં.
શઠ શત્રુને સંહારજો, ખપશો નહિં અપંગમાં,
એવો અમુલ્ય અર્થ ગુહ્ય, અલ્પ આ અભંગમાં,
ગોત્યો ન મળે ગીર્વાણમાં, ખોળ્યો નવ મળે બ્રહ્માંડમાં,
સમજો તો સમજવું સહેલ છે. નથી ઢાળમાં, કે, ઢંગમાં.
તુખાર પર તલપી રહ્યા, કૈવત મળે નહીં અંગમાં,
ગુરૂ ગમ વિના બેશી ગયો, તો પેશી ગયો તંગમાં.
સામ્રાજ્ય કરજો સૃષ્ટી પર, દેહ શત્રુ દાબી દંગમાં,
મોહન પ્રભુ પદ પામશો, પુરણ પરમાનંદમાં.

---

## પંડીત પદ.

(૪૨)

પંડીત પદ મેળવવા માટે, મુખે કરો તમે મહા ગ્રંથો.
પંચમાં પુજ્ય ગણાવા અર્થે, મહત્વતાથી મન મંથો.

ખોટા ખાલી શગડા તાણી; ગુણ ગુંમાવો અકલ મંદો,
ઉંચો વધે આકાશ સુધી, પણ આખર કહેવાય એરંડો.
વિશ્વ વિજય કરવો એ તો, નથી ઠેકવો વાડ વંડો.
મસ્તક મેલી માલ ખાવો, વળી ઉપરથી મારે ડંડો.
રાજ કળીનું કાચ સમું છે, પ્રતીબીંબનો જે ઝંડો.
વાવો તેવું લણશો નકકી. અનિતી છોડો અવળ ચંડો.
પૈસા પાસે જો ન હોય તો, ભરાવો ઘરમાહા ફંડો.
મોહન વૃદ્ધી કરો વિદ્યામાં, પરહરી પાપી પાખંડો.

---

## વિશ્વ વાટીકા.

(૪૩)

વિશ્વ વાટીકા વિશે, બહુ પુષ્પતો પીલાય છે.
કોઇ પુલે છે કોઈ ફાલે છે, કોઇ કળી બંધ કરમાય છે.
કાળ માળી કરથકી, કોઇ અકસ્માત ચુંટાય છે.
જીંદગીની લ્હાંણુ એ તો અધુરી લેવાય છે,
કળિના કુકૃત્યથી રસ રહયો ભેદાય છે.
મોહન જોતા જોતામાં અંજામ આવી જાય છે.

---

## કર્મનો કાગળ.

(૪૪)

જ્યાં જાઓ ત્યાં કાળ, આગળનો આગળ.
માનવ ગણુતો વર્ષ, ગણે એ પ્રહર નિમીષ પળ.
ગુપ્ત ગુફામાં જઇ વસો, ક્ષણુ નવ રેશે પાછળ. જ્યાં.

પૃથ્વીના પડમાં રહો, કે ભલે રહો જઈ ભાગળ,
દેવ દાનવ નર નાગ ભલે હોય વાનર વાગળ. જયાં.
ક્ષણુ ભંગુર આ કાયા છે જેવું વર્ષાનું વાદળ.
મોહન નામની ગૃહી, કલમ સુધારો કર્મને કાગળ. જયાં.

---

## નાથનું નામ.

( પ્રભાત રાગ જાગને જાદવા )

(૪૫)

પ્રથમ પ્રભાતમાં સ્વસ્થ થઇ સમરવું,
કૃષ્ણુ શ્રીકૃષ્ણુ એકનામ પ્યારૂં.
પરમ શુદ્ધ તત્વથી રદય નવરાવીને.
કાઢી મન મુળથી તારૂ મારૂં. પ્રથમ.
અધ્યાત્મ જ્ઞાને કરી આવરણો પરહરી.
ઓળખી લે આત્મ શાસ્વત સારૂ,
દેહની ઇંદ્રીઓ સયંમથી સાધીને.
રટવું એક નામ અધમોદ્ધારૂ. પ્રથમ.
કાયાનાં કષ્ટોએ શ્રીકૃષ્ણુ કાપશે.
નાથનું નામ ભવ સીંધુ તારૂં,
મોહન મોરારી ભજ ત્યાગી ઉપાધી,
કળી વિશે નામ મુકિત દેનારૂં. પ્રથમ

---

## સમય શાન્તવન.

છંદ (૪૬)

શત્રુ શબ્દો સાંખવાથી શરીર તો સોશાય છે,
જેમ હુવનમાં ઘૃત હોમે તેમ, પ્રદીપ્ત પાવક થાય છે.
મહા પુરૂષ તેને માનવો, ખરા રૂપમાં ગમ ખાય છે,
તેને તત્વવેત્તા સમજવો, જે સમય સમજી જાય છે.

---

## જે ચડશે તે પડશે.

કવ્વાલી (૪૭)

અદેખા ઇરશાળુ જે, ગુમાવે પોત પોતાનું,
નહિ કાંઇ થઇ શકે આખર, નહિ નીજ ધાર્યું બનવાનું-અદે.
કુટીલના સંગમાં પાજી, કરી નિંદા થતા રાજી.
તજે નાં તોય પતરાજી, ખરે નીજ માન ખોવાનું— અદે.
અવજ્ઞા ઇશની કરતા, મદીરા મસ્તમય ફરતા.
ગટર જળ ગંગ સમ ગણુતા, ગુમાવી દ્રવ્ય પોતાનું-- અદે.
અઘટતા. અહાર કરનારા, સ્વચ્છંદી ફંદે ફરનારા.
ગણે પરનાર નીજ દારા ઉભય કુળને વગોવાનું-- અદે.
જનેતા જન્મી જો જાણો, સુધર્મી સાચોને શાણો.
કુકર્મી કર્મમાં પાણો, નવલ ચડશે તે પડવાનું-- અદે.

---

## અમુલ્ય અવસર.

( બુધ્ધદેવમાં નહિ ટકશે કદિ ) (૪૮)

પ્રભુ ભજીલે જીવ અવસર આવે ન ફરીયે. ટેક
મહા પાપ પરી તાપ ભરેલું દુસ્તર જગ તરીયે (તે)
તે દયા નીધીની દયા મેળવી મસ્ત થઇ વીચરીયે (મન) ટેક
કરી વેગળો ધર્મ આપણો, ધનને નવ સંઘરીયે.
પરદારા નીજ માત ગણીને, નિતી પંથ ધરીયે ( શુભ નીતી)
હોય શુધ્ધ પણ લોક વીરૂધ્ધ તે કામ ન કદી કરીયે.
હોય તાત કે ભ્રાત અધર્મી, પાપી ગણી પરહરીયે (એ) પ્રભુ.
કરી કુસંગ રંગને અળગો સત્સંગત સંચરીયે,
નવલ હંસ સમ સાર ગ્રહીને, સત્ય મોતી ચરીયે (એમે) પ્રભુ.

---

## માયા મૃગજળ.

સવૈયો (૪૯)

ભુપ મહા ભયો ભુમંડળકો, દેવ કૃપાસે ફહાઇ ફીરાઇ.
કોટી કિલ્લે કબજે કરકે, રંગ રાગનમેં અતી એશ ઉડાઈ
મોતી ઓર મુકતામની માનેક પન્નાકે ભંડાર ભરાઈ,
મોહન સબ સંપત યહાં ધરકે કર પસાર કે જાના ભાઇ.

---

## ચતન્ય ચિન્તામણી,

( રાગ જાગને જાદવા ) (૫૦)

ચેતન ચેત ચૈતન્ય, ચિન્તામણી,
પ્રકાશ તું પ્રથ્વીમાં દે પ્રસારી.

મળતી નહિ મહા પ્રયાસે કરી,
જે ઘડી તે ઘડી આજ આવી છે તારી-- ટેક.
કઇક ગીરીએ પડયા, કઇક મુકુટે મઢયા,
કઇક ભંડારમાં સડતા ભારી,
અમુલ્ય આ તક કદી, મળે નહિ તપ કરે.
ખુશી છે આજ તુજ પર ખરારી-- ટેક.
સમજી જા સાનમાં, જડપણુ પરહરી,
ત્રીલોક કર તવ તજે તેજકારી.
સમય શુભ સાધી લે, મોહન મુકુટે મઢાઈ,
વધાઇ આ સ્નેહથી લે સ્વિકારી-- ટેક.

---

## પરમ પુણ્ય પરમાર્થ.

(૫૧)

પરમાર્થ વેગે કરો નરનાર, મળ્યો અમુલ્ય આ અવતાર-ટેક
સંત સરોવર વૃક્ષ વળી જુઓ, અવની કરે ઉપકાર,
એક કણુના દે અનેક કણુ જે, સાનમાં સમજો સાર-ટેક.
જાયું તે તો જરૂર જવાનું, રંક રાય શાહુકાર,
સમજી શાણુા કરો સુકૃત્યો એજ પરમ વેવ્હાર—ટેક.
આત્મવત સર્વ ભુતેષુ સકળ શાત્રનો સાર,
મોહન એ નિદી ધ્યાસ કરે તો, આનંદ પ્રગટે અપાર-ટેક.

---

# વખત વર્તવો.

## કવિત (૫૨)

સર્પના અવાસ મહીં કદી વસવું નહિ.
જીવનું જોખમ જ્યાં જોતામાં જણાય છે.
મુરખની વાત મહીં કદી હસવું નહી,
ગોળ ખોળ એક ભાવે, જેને ત્યાં વેચાય છે.
વન વિશે પશુ પ્રાણી સામે ધસવું નહી,
છંછેડેલું શીયાળીયું, સિંહ જેવું થાય છે.
કહે છે મોહનલાલ વીચારીને કરો કામ.
સમયને ઓળખે એ, માનવી ગણાય છે.

---

# માનવ મહત્વ.

## (૫૩)

સ્વાન કદી કરડે તો, ધસવું શું ધાડું લઇ,
કુતરાની કેડે કંઈ, કુતરા થવાય છે.
વિવેક હીન વર્તન, વેરીનો વધારો કરે,
હદને ઓળંગનાર હલકો કેવાય છે.
પતંગ ચડે છે જેમ હવા અને દોરી થકી,
તેમ પ્રાણી ધીમે ધીમે, ચડે તો ચડાય છે,
કહે છે મોહનલાલ વખત વિચારી ચાલે,
જગમાંહી તેવા જન જશ ખાટી જાય છે.

## ત્રિવીધ નામ.

(૫૪)

ગોવીંદમ ગોવીંદમ ભજ મન ગોવીંદમ ગોવીંદમ,
રટ મન રાધે શ્યામજી, કે રટ મન સીતારામજી—ગોવીં.
અવનીને ઉપજાવી જેણે, અખીલ વિશ્વ વિશ્રામ.
પ્રણુત પાલ કેશવ કૃપાલ, પ્રભુ પુરણુ કામજી-ગોવીં.
રામરૂપ ધરી રાવણુ માર્યો. કૃષ્ણુરૂપ ધરી કંસ સંહાર્યો.
મોહન સંકટ હરવા હરી, ધર્યાં, વિધવિધ નામજી.-ગોવી.

---

## વિશ્વ વિશ્રામી.

( રાગ પહાડી કવ્વાલી. )

(૫૫)

પ્રણુમું પ્રેમ હું પ્રભુ, જદુપતી જગ સ્વામી,
અગણીત ગુણુ તવ ત્રાતા, જય જય ગુણુ ગ્રામી- પ્રણુમું.
ચૌદ ભુવન ત્રિલોકે, જ્યોતી તવ જામી,
જ્યાં વેદની ગતી, નેતિ નેતિ કહી વરામી- પ્રણુમું.
શ્રેયકારી છો સુરેશ્વરે જય મોક્ષ ધામી.
મોહન મોરારી ભજો ભાવે, ભકત અભીરામી.- પ્રણુમું.

---

## કર્તાની કારિગરી.

( અમો અબલાને માયા વ્હાલી એ—રાગ. )

(૫૬)

દેહ ઇમારત તારી રે, કર્તાએ કરી બહુ સારી- દેહ.
જોને જરા કંઇ વીચારી-રે કર્તા એ કરી બહુ સારીરે-દેહ.
મણીથી કારીગ્રી જેમાં કિંમતી કરી છે.
તેમાં મઢે શું કાચ કારી, કર્તાએ કરી બહુ સારી—દેહ.
શીયળ ચુનાનો જેમાં, પાયો પુર્યો છે,
તેમાં વિષ ખાર દેશે ખુવારી રે-કર્તાએ કરી બહુ સારી-દેહ,
સુબુદ્ધિ સમીધના જ્યાં, સ્થંભ સોનેરી.
કામી સડો ત્યાં ઘાલે ભારી-રે, કર્તાએ કરી બહુ સારી-દેહ.

---

## અકળ કળા.

( રાગ દેશ, મારા નયન સલુણા શ્યામ એ ઢબ. )

(૫૭)

જગ કુદરતના કર્તા, તારી અજબ કળા અમે ભાળી—જગ.
જ્યાં સુખ ત્યાં દુખ દળ છવરાવે
દુખી જનને દેશ પતી બનાવે

ૠતુ વીણુ વર્ષા વરસાવે, અમે નજરે લીલા નીહાળી-જગ.
જંગલ ત્યાં મંગલ વરતાવે, વેરાને તું નગર વસાવે.
જ્યાં જળ ત્યાં સ્થળ દર્શાવે, એવી અકળીત કૃતી વનમાળી-જ,

---

## ગુણ નિધી ગોપાલ.

(૫૮)

દિન મણી દીન બંધુ હરી, દિન જનના દાતાર.
ભાવિક ભકતો ભવ તર્યા આપ નામ આધાર.
આસો માસે શુકલ પક્ષે, શુભ ઇકોતર સાલ.
પ્રકાશીત પ્રતીપદા, દિવ્ય કાવ્ય કલાપ,
મન રંજન મોહક મણી, વિશ્વંભર વૃજલાલ,
મોહન, ધી, શ્રી, બળ ચહે, ગુણ નિધી ગોપાલ.

શાન્તીઃ  શાન્તીઃ

# અગાઉથી આશ્રય આપી ગ્રાહક થનાર ગૃહસ્થોના નામ.

| નામ. | ગામ. | દામ-રૂપીઆ. |
|---|---|---|
| કવિ રઘુનાથ ત્રીભોવનદાસ | નડીયાદ | રૂ. ૫) |
| વલ્લભદાસ કેશવરામ નાયક | અમદાવાદ | ૫) |
| ગવૈયા હિરાલાલ માધવજી નાયક | કડી | ૪) |
| મુળચંદભાઇ વલભદાસ નાયક | કલોલ | ૨) |
| શા. ચંદુલાલ ઇશ્વરલાલ મહેતા | અમદાવાદ | ૨) |
| ઉસ્તાદ નારણદાસ દલસુખ નાયક | વડનગર | ૩) |
| ગણપતરામ ચેલારામ નાયક | ઉંઝા | ૨) |
| મુલચંદભાઇ ખુશાલદાસ નાયક | ઉંમતા | ૧) |
| નર્મદાશંકર જેઠારામ નાયક | વિશનગર | ૧) |
| નાગરદાસ ત્રીભોવનદાસ નાયક | ભદરેશર | ૧) |
| મોહનલાલ ભુટાભાઇ દીક્ષીત | માંગુકા | ૧) |
| વૈદ્ય કવિ દુર્લભ શ્યામ ધ્રુ | મુંબઇ | ૧) |
| ઠા. પ્રધાન કેશવજી ચોથાણી મોતીવાળા | (કચ્છગઢ સીંહસીસા) | ૧) |
| ચુનીલાલ વિઠલદાસ | વડોદરા | ૦॥ |
| પટેલ પરશોતમ ભવાનદાસ | ઉગામેડી | ૦॥ |
| મયારામ કાળીદાસ મહેતા | સનાળી | ૦॥ |
| ઠાકર ટોપણ માવજી | ( કચ્છ રવા ) | ૦॥ |
| નારણદાસ મનસુખ ( બાવાજી ) નાયક | વડાશણ | ૦॥ |
| ઠા. જેઠમલ સુંદરજી | કચ્છ મગવાણા | ૦॥ |

| નામ. | ગામ, | દામ-રૂપીઆ. |
|---|---|---|
| વિદ્યાનંદ પ્રાણજીવનદાસ માસ્તર | મુંબઇ | રૂા. ૦॥ |
| અંબાલાલ મોહનલાલ ભોજક | વીસનગર | ૦॥ |
| માધવલાલ ત્રીભોવનદાશ નાયક | ઉંઢાઇ | ૦॥ |
| બબલદાસ કાળુરામ નાયક | ઉંઢાઇ | ૦॥ |
| પટેલ રતીલાલ વેણીરામ | સારસા | ૦॥ |
| મણીલાલ સદાશીવ જોશી | ચંડીસર. | ૦॥ |
| મોતીલાલ જેરામ નાયક | ઉંઢાઇ | ૦॥ |
| ચીમનલાલ જેરામ નાયક | ઉંઢાઇ | ૦॥ |
| સુખલાલ ગંગારામ ત્રવાડી | મુજપર | ૦॥ |
| જસરાજ હરજીવન ટોળીયા (મો. ના. ક.) મહેતા. | | ૦॥ |
| દયાશંકર આત્મારામ | વઢવાણ | ૦॥ |
| પ્રલ્હાદ કેશવરામ | મુંડેટી | ૦॥ |
| સં. પ્ર. મ્યુઝીક, સ્કૂલ ભગવાનદાસ ગુલાબદાસ | મુંબઇ | ૦॥ |
| મણીલાલ ગોપાળદાસ ભોજક | વડનગર | ૦॥ |
| નારણદાસ સાકળચંદ નાયક | ચગાડા | ૦॥ |
| ગોવીંદરામ રાયચંદ નાયક | લાખવડ | ૦॥ |
| ભગવાનદાસ લક્ષ્મીચંદ નાયક | રૂપપર | ૦॥ |
| કેશવલાલ ગંગારામ નાયક | રૂપપર | ૦॥ |
| ઠા. ધરમશી વસનજી | જામનગર | ૦॥ |
| નાથાલાલ ગોવીંદરામ નાયક | વડનગર | ૦॥ |
| ડુંગરદાસ છબીલદાસ નાયક | ભદ્રેશર | ૦॥ |

| નામ. | ગામ. | દામ-રૂપીઆ. |
|---|---|---|
| સીકંદર ખીમજી | બાલીસણા | રૂ. ૦॥ |
| મોહનલાલ બેચર ભટ. | તરઘરી | ૦॥ |
| ઉમીયાશંકર શીવશંકર યાજ્ઞીક | ગોઠગોલ | ૦॥ |
| પ્રાણશંકર પુરૂશોતમ રાવળ | વઢવાણ શહેર | ૦॥ |
| ખંડેરાવ બળવંતરાવ | વડોદરા | ૦॥ |
| લક્ષ્મીચંદ વલ્લભદાસ | મેવાડ | ૦॥ |
| પ્રાણલાલ પરશોતમ | ખેડા | ૦॥ |
| માધવલાલ મનસુખરામ નાયક | ભદેસર | ૦॥ |
| મણીલાલ ભુદરદાસ નાયક | વડનગર | ૦॥ |
| ભગવાનદાસ મુળચંદ નાયક | અમદાવાદ | ૦॥ |
| કચરાભાઇ મુલચંદ નાયક | ઉંમતા | ૦॥ |
| જોઇતારામ મોતીરામ નાયક | અમદાવાદ | ૦॥ |
| પરશોતમ મનસુખરામ નાયક | કડી | ૦॥ |
| સુરજરામ ત્રીકમદાસ નાયક | ઉંઅતા | ૦॥ |
| નારણદાસ ભભલદાસ નાયક | મંદ્રોપુર | ૦॥ |
| લલ્લુભાઇ કચરાલાલ નાયક | મંદ્રોપુર | ૦॥ |
| પરશોતમ બી. પારેખ. | | ૦॥ |
| પેન્ટર અમરતલાલ ત્રીભોવન નાયક | જગુદણ | ૦॥ |
| માધવલાલ ત્રીભોવનદાસ નાયક | વડનગર | ૦॥ |
| વાડીલાલ પુંજારામ નાયક | વસાઇ | ૦॥ |
| મીસ્ત્રી ચુનીલાલ કેવળ નાયક | દેણ | ૦॥ |

| નામ. | ગામ | દામ-રૂપીઆ. |
|---|---|---|
| ધી કાઠીયાવાડ હીન્દુ હોટલ કુંભારવાડો | મુંબઇ | રૂા. ૦ાા |
| ગવરીશંકર જગજીવન | ઉના કાજરડી | ૦ાા |
| નરભેરામ વાલજી | બાવાની કોયલી | ૦ાા |
| મેરવાનજી રૂસ્તમજી | મુંબઇ | ૦ાા |
| એરચશા હોરમસજી આસાવૈદ | મુંબઇ | ૦ાા |
| કેખશરૂ દીનશા | મુંબઇ | ૦ાા |
| દરજી કુંવરજી રાઘવજી | આંબા | ૦ાા |
| દરજી રામજી જીવણ | ભાવનગર | ૦ાા |
| ટેલર હરીભાઇ રણછોડદાસ | વલસાડ | ૦ાા |
| મીસ્ત્રી મોહનજી લાધા | જીવાપર | ૦ાા |
| મીસ્ત્રી વીઠલદાસ હરીભાઇ | જીવાપર | ૦ાા |
| પટેલ છોટાલાલ જેસીંગ | ઇટોલા | ૦ાા |
| લલ્લુભાઇ સામળદાસ નાયક | કલોલ | ૦ાા |
| મોતીલાલ માધવજી નાયક | કડી | ૦ાા |
| મગનલાલ ત્રીભોવનદાસ નાયક | અમદાવાદ | ૦ાા |
| પ્રાણસુખ ભાઇચંદ નાયક | પાંચોટ | ૦ાા |
| નાનાલાલ શીવરામ નાયક | સોખડા | ૦ાા |
| મોહનલાલ ગોવીંદરામ | અમદાવાદ | ૦ાા |
| કૃષ્ણરાવ રામચંદ્ર | કોલાપુર | ૦ાા |
| કાળીદાસ અંબારામ નાયક | લાડોલ | ૦ાા |
| ડાક્ટર રતિલાલ વિ. દુર્લભદાસ ધ્રુવ | મુંબઈ | ૦ાા |

| નામ. | ગામ. | દામ-રૂપીઆ. |
|---|---|---|
| ભણુશાલી દેવીદાસ કરશનજી | ગુલાલવાડી | રૂા. ૦।। |
| પેન્ટર દયાળજી દેવજી | કાલબાદેવીરોડ | ૦।। |
| બ્રજવાશી સુંદરલાલં લટેરામ | મુંબઈ | ૦।। |
| ઠા. મુળભાઇ ગોકળદાસ | જામસલાયા | ૦।। |
| ઠા. મથુરાંદાસ જુઠાભાઈ | બેટ દવારકા | ૦।। |
| શા. અમરશી હરજીવન | ડેડાણુ | ૦।। |
| રા. ધનેશ્વર અંબારામ | | ૦।। |
| શા. નરસીભાઇ હરજીવન | મુંબઇ | ૦।। |
| રા. દયાશંકર હરીશંકર | નાગેશ્રી | ૦।। |
| એસ. એસ. પોપટ | મુંબઇ | ૦।। |
| શા. તારાચંદ કાનજી | મોરબી | ૦।। |
| શા. નરભેરામ બેચરભાઇ માલવીયા ગાંધી | છાડવાવદર | ૦।। |
| શા. જેઠાલાલ એન્ડ પરશોતમ | મોટા દડવા | ૦।। |
| શા. રણછોડદાસ કલ્યાણુદાસ | સુરત | ૦।। |
| રજપુત ભગવાનદાસ ફકીરદાસ | મુંબઇ | ૦।। |
| મોતીરામ વીઠલદાસ ભાવસાર | મુંબઇ | ૦।। |
| મોરારજી કેશવજી રજપુત | મુંબઇ | ૦।। |
| શા. ડાહ્યાભાઇ ઘેલાભાઇ | સુરત | ૦।। |
| બચ્ચુભાઈ (ઉર્ફે) મેઘજી નરોતમ | મુંબઇ | ૦।। |

R. H. Patel, Krishna Printing Press, 9. Anantwadi Bombay.